(શહેરના સર્વે સત્યાગ્રહિ વૉટરોને માટે)

# ઇલેકશનનું ભોપાળું

—યાને—

# વૉટરોનો વરઘોડો.


કર્તા ને પ્રકાશક—

જેશંકર તુળજારામ માંડવીકર

વાડીફળીયા—સુરત.



"સુરત સીટી" પ્રીન્ટીંગ પ્રેસ—સુરત.

મૂલ્ય ૦-૧-૦] ઇ. સ. ૧૯૧૭ [પ્રત ૧૦૦૦

## (સવૈયા છંદ.)

સુરત શહેરના શોખીનોને, સમજાવીને લઈશું વૉટ;
નવરા છે પણ કામ અમારાં, જરા ન જોતાં મોટાભોટ. (એ રાહ)

ડાહી-ડમરી વાતો કરશું, સેવા શહેરની મફત કરી;
સમય-શરીરના ભોગો આપી, સુખી કરીશું શહેર ફરી.
ભિખારી થઇને ફરશું ઘરઘર, ગર્ધવને પણ કહીશું શેઠ;
સહી મળી કે શેર થયા પછી, મૂર્ખાં કૂટશે છાતી-પેટ.-સુ૦ શ૦

મ્હાલીશું મોટાભા થઈને, મિટીંગમાં મહારાજા સમ;
શહેરતણો સંહાર થતો પણ, અમને તો જોઈએ 'વેલકમ્'.
ડરશે દરોગા દમામ દેખી, ભંગી-ઢેડા કરશે સલામ;
પ્લેગ-કૉલેરા-મલેરિઆથી, છો વૉટર થાએ 'રામરામ'-સુ૦ શ૦

સરીયામે શેઠોના અશ્વો, ખાડા-ટેકરે ઠોકર ખાય;
સાંજે શુદ્ધ હવાને બદલે, પાશેર ધૂળતો પેટે જાય.
ગલી-ખુંચીમાં ફરો ભલે પણ, પગ લપસે કે ભાંગે હાડ;
દોષ અમોને દેશો જરી તો, કાને નવ ધરશું તમ દાદ?-સુ૦ શ૦

શહેર-પરાંની ગલી જુઓ પણ, નાકે નવ ધરવો રૂમાલ;
બૂટ સાચવી ચાલજો સાહેબ, અહિં અઘે છે નાના બાળ.
જાજરૂમાંથી મેલું વહે છે, વાળણીઆનો વાંકો વેશ;
બે દહાડે ઉપલક વાળે છે, તોપણ શાને કરતા કલેશ.-સુ૦ શ૦

ગોપીતળાવ કે **ગટરખાનું** છે, **ખાડી** કરી પાણી વહેવા;
કોહ્યા કચરાનું વજન કરી લો, દુઃખી **ગોલાની** શી પરવા?
**શૈતપરાની** શેરીઓમાં. શે'રી શી રીતે સૂએ ?
ડાંશના ડંખો જ્યાં જુઓ ત્યાં રાત બધી બેઠાં રૂએ.-સુ૦ શ૦

માર્કિટે મચ્છર-માખીના, ડંખોથી બહુ સાચવજો;
કોહ્યા શાકની **દુર્ગંધી** છે, સેન્ટ રૂમાલો વાપરજો.
માંસ દેખીને ઉલટી થાયતો, ડરશો નહિં હૈયે ધરી હામ;
**ડૉકટરની** ડીગ્રી મેળવવા, લોહી-માંસની સાથે કામ.-સુ૦ શ૦

કૂવે પડો તે માટ કૂવા પૂરી, વાવતણું અણગળ પાણી;
ફાળ પડેછે **બેટ** પડયો હવે, **કાળ** પડે કયાંથી પાણી ?
વૉટરવર્કસ અમારી પાસે, **ખારાં પાણીનાં** લેછે દામ;
બબડો નહિં અમે ટુંક સમયમાં, ગટર લાવશું ધરજો હામ.-સુ૦ શ૦

પોકાર પાણીના નહિં પાડો, રસ્તા બે ટંકે છંટાય;
સહીયારા શેઠોના ચાલે, વાડી-બંગલે પાણી પવાય.
તાપ, હાડ ને લોહી તપે વળી, છોને ઉડતી રસ્તે ધૂળ;
કદાચ સાંજે પાણી છાંટશું, નહિં તો કમેં ચોંટી ધૂળ-સુ૦ શ૦

કાંડીને કેરોસીન કેરે, લાગે લ્હાયો અપરંપાર;
બૉયલરના બંબા બે આણ્યા, બહુ ખરચે બાંધ્યા તોખાર.
પંદર-પચીસ નાના બંબાના. નોકરનો પણ ચડે પગાર;
હોળી સળગે પાણી નપહોંચે, **બળ્યા** પછીકરતા છંટકાર.-સુ૦ શ૦

અંધારૂ અંધેરી પૂરનું. દૂર કરવા બત્તી ખાતું;
ફોકટ પ્રાનસને નવ ગણુશો, પગ લપસે ફૂટશે માથું.
**સર્પદંશ** કે કૂવે ઉઘાડે, પડશો–મરશો અમને શું?;
ફરજ અમારી અદા થશે ઝટ, મરણુ-પત્રકે નોંધીશું.–સુ૦ શ૦

દરવાજે ફરતા નાકાઓ, જકાતી માલનાં લે છે દામ;
ભરણું ભરે ઓફિસે પુરૂં કો, સાહેબને સૌ કરે સલામ.
દાણુ માલના લીધા પછી વળી, ફરી માલ પરદેશ જતો;
કહો દગો દેખ્યો શું તેમાં?, કાગળમાંજ હિસાબ હતો.–સુ૦ શ૦

જુઓ વળી વધુ દરના દરોગા, સેક્રેટરી કમિશ્નર લાવી;
સંખ્યા વૃદ્ધિ કરી નોકરની, **સ્થાનિક સત્તા** શોભાવી.
ચેરે બેસીને **લૉર્ડ** બન્યા અમ, તે સૌ **સેવક** થાશે કેમ?
પગાર ખાસે બેઠ્ઠાં તેઓ, નથી રે'વાની તેમાં રે'મ.–સુ૦ શ૦

પગાર પુષ્કળ પામે નોકરો, હલકાને **પેન્ડો** મળીયો;
ગળે ઘુંટડા તોપણુ મ્હોટા, ન્હાના ચાટે આગળીઓ.
ધર્મશાસ્ત્રના સત્યો સ્વર્ગે, મોકલી કરીએ લીલાલ્હેર;
"ધણી વિનાનાં ઢોરો સુનાં", એ પ્રભુની છે પૂરણુ મ્હેર.–સુ૦ શ૦

સર્વ સમજીએ **સત્તા** ભારી, પણ પંચાતે **લાભજ** શો?
"ખાતું પારકું ગાય પારકી," અમને શો લાગે **સાંશો?**
ઑફિસે પડ્યું કામ કેટલું?, નોકરની સંખ્યા ઝાઝી?
આંખો વિચીને બેસશો ત્યારે, સુધરે શે પૂરી બાજી?–સુ૦ શ૦

સાઇકલવાળા ઈન્સ્પેકટરને, **સેનેટરી** સાહેબ રાખ્યા;
ગંદકી શે'રની દૂર કરે શું?, **પ્લેગ** કાકા **પુનઃ** ફાટ્યા.
સવા લાખ **શે'રીની** વસ્તી, પાંચ–સાત દવાખાનાં;
**ગૃહસ્થ** સખી–સરકારે ખોલ્યાં, **સુધરાઈનાં** નહિ ઠેકાણાં.–સુ૦ શ૦

સૂણિ ખ્યાતિ અહિં વેપાર કરવા, મુસાફરો ઝાઝા આવે;
**સ્ટેશન** સમીપે **સ્થાન** ન રે'વા, ખ્યાલ **પ્રવાસી** શો લાવે?
ઈચ્છે ભાડું લેવા મહાજન તો, ધર્મશાળા નવ શોભે નામ;
સવડ વિનાની બંગલી જેવી, **પારેખની** આવે શું કામ?–સુ૦ શ૦

કૃપા કરી સોંપ્યું સરકારે, ખાતું **બાળ-કેળવણી** સાર;
ઉન્નતિ **બાળક**–દેશી સર્વની, તેથી દરિદ્રનો જાશે ભાર.
શાળાવૃદ્ધિ સંજ્ઞા **સ્કૂલબૉર્ડ**, નિમાયલા કરવા શું કામ?
કેળવણીના સ્થંભ **મ્હેતાનું**, અધિકારે કરવું અપમાન.–સુ૦ શ૦

બે **બિલ્ડિંગ** બૉર્ડને આપી, સમરાવી માનો ઉપકાર;
બે–ત્રણ મોંઘે ભાડે ખરીદયા, બાકી મકાનો કારાગાર.
શાળા મકાને ઉજાશ આ શો?, બેસે ભચડાભચડી **બાળ**;
મુત્રાલયના **કાર્બોન** કેરે, લાકડાનો આવે **કાળ**.–સુ૦ શ૦

સુલક્ષણી શાળામાં જુઓ, વિદ્યાર્થી આવે વ્હેલા;
પેટનું પુરૂં ન થાય પગારે, **સ્ત્રીછોરૂ** વળી વળગેલા.
**શિક્ષક ટયુશનથી** કંટાળી, આવે **શાળે** ભરતા **ફાળ**;
દંડ શું પાંચ મિનિટનો આપે?, પગારવૃદ્ધિની લાગે **ઝાળ**.–સુ૦ શ૦

કામ કયાંથી હવે કસીને આપે, **સાધન** પણ રાખ્યા થોડા;
**વિષય વધેલા બાળ** વધ્યા પણ, **શિક્ષકના તો છે ટોટા !**
**સર્વ વાતની પીડા શી અમને,** મ્હેતાજી 'છો માણે મોજ'!
ખુરશી તોડીને હુકમો કરશું, તમને 'અમથી શીખણુ ખોજ'!–સુ૦ શા૦

સ્થાપી સરિયામે કન્યાશાળા, મુત્રાશય શાના કરીએ ?
બાળકીબ્હાર મુતરવાબેસે નીતિશિક્ષણ શું આદરીએ?
તરસ્યા બાળને પાણી ખોબે દઈ, પણ પૈસા પહેલા લઈશું!
લોટી-પ્યાલા હશે-મંજાશે, ગાળ્યા વિના તો જળ દઈશું.–સુ૦ શા૦

સુઘડ, ચતુર ચાલાક કામમાં, **બાળા** નિવડે કહો કયાંથી?
આલા-પાલાની વાત નથી તો, બાળ ઉછેરની **આશા જ** શી?
નીતિ-નિરોગી-નારિધમને, સ્વચ્છઈના સદ્ગુણો કયાં ?
કન્યાશાળામાં જુઓ કેળવણી, ભાગ્યશાળી મ્હેતીછે જયાં.–સુ૦ શા૦

અંજન મંજન પોતે ન જાણે, **ઘરવૈદાંની** ન જાણે રીત;
શી શી પરેજી પાળવી રોગે, કસરત કરવે ધરતી બીક.
સુંદરી શોભે શિરના કેશે, વૃદ્ધિ વાળની શાથી થાય?
જૂ-**ખોડો-લીખ** અટકે શાથી? સુંદરતા શી રીત અણાય?–સુ૦ શા૦

બજારના બગડેલાં તેલે, માથું દુઃખે કેશ ધોળા થાય;
કંઈકંઈ મેળવણી કરવાથી, સુગંધ ધુપેલ કરી વપરાય.
ઊન-સુતર-રેશમના વસ્ત્રો, દામ દોઢે વૉશિંગ ધોવાય;
તેલ–દિવેલનાં ડાઘા મટાડી, શી રીતે તે સ્વચ્છ કરાય.–સુ૦ શા૦

કરી **કસર** ફેશનને ત્યાગી, ચાલવું ઓછા ખરચે કેમ?
ક્ષમા, ધિરજ, લજ્જા જાળવીને, **પતિવૃતની** ધરવી શુભ નેમ.
પાઠ નથી જો પાક-શાસ્ત્રના, મિષ્ટાન્નો કયાં શિખશે જઈ?
ભરત-ગુથણ-શિવણ કામોપર, પુરતું લક્ષ કો આપે નહિ.—સુ૦ શા૦

ગીત, છંદ, પદ, ગરબા માટે, હોંસે હારમોન્યમ લાવી;
મોંઘા મૂલના ધૂળ ખાય તે, ઉઘડે કદિ બાકી ચાવી.
"શિયાળ ખેંચે સીમ ભણી" સૂર, ઉસ્તાદો એવા આણ્યા;
ચિત્ર-કળામાં ઠેકાણું નથી, કલર-મોડલ કયાંથી જાણ્યા.—સુ૦ શા૦

વાચન-વ્યાકરણ જરૂરતું અતિ, સુંદરને શુદ્ધ લખી લખાણ;
આંક, કુંચીઓ, કોષ્ટક, લેખાં, નામું, ગણિત ત્રિરાશી પ્રમાણ.
**વૃતાંત** ઉન્નત દેશો ચાલે, **શીખે** બાળ **આદર્શો** લઈ,
**વીર, ટેકી, દાતા** નર-નારી, શુભ **સદ્બોધો** પ્રેરે દઈ.—સુ૦ શા૦

ઉન્નતિના એ મૂળની સભાના, મેમ્બરમાં શાણા શોભે;
નીતિ, રીતિ, વિદ્યા વિચારે, અનુભવીઓ દીલ લોભે.
ઉછાછળા, અભિમાની, ફાંકડા, અલ્પાભ્યાસીનું શું કામ?
સ્વાર્થરહિત આ **બાળ બિચારા**, શિર નમાવી કરે સલામ.—સુ૦ શા૦

છજાં, જરૂખા, બારી જાજરૂ; ઘર ઉકેલે—બંધાવે કોઈ;
અમ પાસે **ઓશિયાળા** આવે, બે-ચાર ધક્કે જઈએ જોઈ.
જરૂર જમણ મંડપની પડતાં, રજાચિઠ્ઠી લેવા આવે;
ખુશામતો કરગરીને કરતા, અમને અંતર તે ભાવે.—સુ૦ શા૦

**મ્હોટા** જાણી ઢોળ દમામે, પટાવાળાઓ દેતા સ્થાન;
કલેકટર કે કમિશ્નરને મળાયે, મ્હોટાની પણ થાય પિછાન.
કેળવણી-સુધરાઇના નોકરો, **સલામ** ઝૂકીઝૂકીને કરતા;
કૉન્ટ્રાકટર ને વળી વ્યાપારી, સદા રહે **અમથી** ડરતા.-સુ૦ શા૦

સુબા ગવર્નર શહેર પધારે, **સતાવીએ** ઘરની સ્ત્રીને;
સલામ સાહેબની લેવાને, શ્વાસ સહિત પાછળ ભમીએ.
ચંદ્ર-સૂર્યના તેજે **આગીઓ**; ઓળખાવા ઇચ્છે અમ્થો,
લાલ ગાલ કરવાને માટે, મારી તમાચા ને હસ્તો.-સુ૦ શા૦

**સ્થાનિક રાજ્ય સ્વસત્તા** નીચે, અર્પ્યું **રિપને** કૃપા કરી;
ફાવે તેણે 'મે' ભી ડીચ્ચ' થઈ, સર્વ **શુભેચ્છા** ધૂળમાં ભરી.
'કોના બાપની દિવાળી' છે, **સાર્વજનિકે** કરવી મોજ;
'પારકે પૈસે પરમાનંદ' પણ, **પોતાનું** સંભાળે રોજ.-સુ૦ શા૦

કંઈક અન્યના બળપર ઝૂઝે, કંઇકને ભાષાનું નથી જ્ઞાન;
**ડાચાકૂટ** કંઈ સમજે નકામી, ગણે મૂર્ખ બસ હું વિદ્વાન.
નખોદ વાળે નવરા કોઇને, સબને સઘળા તાણે કાગ";
"પાડા મૂડે હજામ નવરા," સૌ સૌનો સાધેછે લાગ.-સુ૦ શા૦

વમળ વળી વંટોળે ચઢેલું, ઝાઝ પડયું છે ભર દરિએ;
મૂર્ખો ટંડેલ અબુધ ખલાસી, કયાં બુડાડે કઇ ઘડીએ.
"ગામ ભણી કુતરૂ ખેંચેને, શીમ ભણી તાણે શિયાળ";
'ટગ ઑફ વૉરના' જેવાં કર્યાં અમે, શહેર સુધારાનાએહાલ.-સુ૦શા૦

આવાં કામ જો કરવા હતા તો, શીદ શરમાવી લીધા વૉટ?
ઠગ્યા અમોને આજીજી કરી, હવે છોડો પોતાનું પોત!
કૂવે ઉતાર્યા આશ આપીને, તરછોડી મારો શું કામ?
કુદરતનો કંઈતો ડર રાખો, ન્હોરો વિશ્વાસઘાત નકામ.—સુ૦ શ૦
પ્રભુ પાસે ફળ ભોગવવાને જમદૂત જ્યારે જકડી જાય;
છુટ્ટી શાળામાં પડે બાળને, હર્ષ જ્યુબિલિ સમ ઉજવાય.
સભાસદો મહા સભા ભરીને, દર્શાવે છે ન્હારનો શોક;
'જુઠ્ઠાની માને પરણે જુઠ્ઠા,' અમ મુએ મન હરખે લોક.—સુ૦ શ૦
આત્મભોગે કરી શહેરની સેવા, "મોઈ ભેંસ મ્હોટા ડોળા";
ન્યુસપેપરે જુઠ્ઠા બણુગાથી, વખાણુ કરશે થઈ ઘ્હેળા.
અમ આત્માની શાંતિ માટે, લખે દિલાસા નકલ કરી;
પણ ન્યાયી પ્રભુ પાસ પીડાતાં, વ્હાર ન મૂખોં કરે જરી.—સુ૦ શ૦
ઉચરો વાણી વિચાર કરીને, દૈવ રૂઠે શો કાઢો દોષ;
ન્યારે પંથે લાગે ન વળગે, પૂન્ય-પાપ કે કોનો રોષ.
સુધરે-બગડે કામ તમારાં, "વર-કન્યા મરે ગોરને" શું!
મેમ્બર થઈને માન મેળવવા, ઝાઝું વૈતરૂં કર્યું જુઠું.—સુ૦ શ૦
વચન વૉટરો માગે પહેલું, જોયું સુધરેલા દેશે;
શરત સ્ટાંપપત્રે કરતા તે, કરવેરા છે તે રે'શે.
નવા ટેક્ષ દાખલ નવ કરશું, નવિન નિશાળો સ્થાપીશું;
હૉસ્પિટાલે હણુશું દુઃખોને, ખરચ અમુકનો આપીશું.—સુ૦શ૦
સાધન ને વળી દ્રવ્ય વિનાના, ગરીબ પોષણ પણ કરશું;
બાળ અનાશ્રિત વિદ્યા તજતાં, ફરજ ગણી બુક-ફ્રી ભરશું.

દરદીના દુઃખ દૂર કરવાને, બનાવશું બાગો **સુસ્થાન**;
હિતાહિતના સર્વ કાર્યની, **પ્રથમ** તમોને કરવી જાણ.-સુ૦ શ૦

લાભ-દાદ સમજાવી **સર્વને**, જે માર્ગે બહુ **વૉટર** જાય;
તેજ વિચારે ચાલી **સભામાં**, કદિ થશે નહિ રજ **અન્યાય.**
જકડાઓ જો **જુલ્મે** જરીને, પ્રજાજનોને પડતું દુઃખ;
હિતકાર્યથી અળગા થઇએ, ગરીબને જો મળે ન સુખ.-સુ૦ શ૦

**સેવા સર્વ શહેરીની કરવા, ઇશ્વર સાક્ષી દઇએ કૉલ;**
**પ્રભુ-પિતા ને વચન એક છે, પાળીશું ન છતાં કદિ બોલ.**
**મનાઇઑર્ડર** મેળવજો **તમે**, **ન્યાયી રાહથી** લેજો કામ;
છૂટા થઇશું **ચેર** તજીને, **સગુણી** જનનું પુરજો નામ.-સુ૦ શ૦

જંજાળો **ઝાઝી** નહિં જેને, **ખુશામતોની** નથી પરવા;
વાદવિવાદે **સત્ય** શોધીને, **લોકહિત** મનથી ધરવા.
પ્રવીણ, ધીર, વિશ્વાસુ, ઠરેલા, ધરતા દિલસોજી મનમાં;
કામ કાઢી લે **સાર્વજનિકના**, ત્યાગેમાન **મહામંડળમાં**.-સુ૦ શ૦

**શરમ** સમયનો ત્યાગ કરીને, એવા નીરખો **નીતિનિપુણ**
પૂરા પારખી **પ્રભુ પિછાણી**, વૉટ આપશો એવા જન
"સિંહ બાળ ભૂખે મરશે પણ, તજી માંસ નવ ખાશે **ઘાસ**;
સ્થાનિક-સ્વરાજ્યના સર્વ કાર્યની, પ્રભુકૃપાએ ફળશે આશ.-સુ.શ.